

શ્રી વીઠલ કૃત

# વિવેકવાણી

દોહરો

વિવેક વાણી વાંચતાં વહાલા વીસારો વાત,
દાસ વીઠલ વાણી વદે વાંચી થાઓ રળીઆત.

કર્ત્તા અને પ્રકાશક

લવાર વીઠલદાસ હરીભાઇ — કારીઆડ.

આવૃત્તી ૧ લી          પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૭.   સર્વ હક સ્વાધીન   સને ૧૯૨૧.

કીંમત ૦ - ૮ - ૦

---

ઊમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા **સરસ્વતી પ્રી. પ્રસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ** છાપ્યું અને **લવાર વીઠલદાસ હરીભાઇએ** ઊમરેઠ મોડવાડામાંથી પ્રગટ કર્યું

# વિનંતી પત્ર

મહેરબાન વિવેકી બંધુઓ – હું આપને નમ્રતા પુર્વક વિનંતી કરૂં છું કે આ વીઠ્ઠલ કૃત વિવેક વાણી નામનું પુસ્તક મેં મારી અલ્પ મતીથી રચીને છપાવી જાહેર કરેલું છે, જેની અંદર વાંચક ભાઇઓને કાંઇ ભુલ ચુક માલમ પડે તો તે સુધારી વાંચવા મહેરબાની કરશો એવી આશા રાખુ છું.

લી. લવાર વીઠલદાસ હરીભાઇ



# અર્પણ પત્રીકા



પ્રિય ભાઇશ્રી!—

પંચાલ ત્રીભોવનદાસ શંકરલાલ

મુ. ચવેલી.

ભાઇ શ્રી

આપનો અસ્ખલિત સ્નેહ હરનિષ મારા હૃદય કોશમાં પ્રદિપ્ત રહેલો છે પરંતુ આપની વિવેક બુદ્ધિ અને ધાર્મીક લાગણી તિવ્ર છે. અને આપનો મારા પ્રત્યે અપુર્વ પ્રેમ છે. આપના એ સદગુણોથી આર્કષાઇ મે મારી અલ્પ મતીથી રચેલુ આ "શ્રી વીઠલ કૃત વીવેકવાણી" નામનુ લઘુ પુસ્તક હુ આપના કોમળ હસ્તમાં અર્પણ કરૂ છુ.

લી. આપનો સ્નેહાધીન

લવાર વીઠલદાસ હરીભાઇ



## શ્રી વીઠલ કૃત

# વીવેક વાણી

### સ્તુતી

—રાગ ધનાશ્રી—

તું લેજે સંભાળ. દયાળુ હવી તું લેજે સંભાળ-ટેક
અકલહીણો બહુ અપરાધી, જેવા તેવા તારા બાળ દયાળુ
ભજન તારૂં ભૂલ્યો ભવાની, ફસાયો જગતની જાળ દયાળુ.
મુજ બાળકના દોષ ના જોશો, ચરણોમાં નાખી પાળ-દયાળુ.
આરે જગતમાં આશરો તારો. પોતાના જાણી દુઃખ ટાળ-દયાળુ
આશા પુરો મુજ અંતરની, સફળ મનોરથ થાય દયાળુ.
દાસ વીઠલની વીનતી સુણો, આ જીવણીત રખવાળ દયાળુ.

બંદા બોલ ન પુલીએ, ખુદા ખમેગા નહી-એરાગ

રેકતો ૧

સમરો સીતા રામકુ, લેલો હરીકા નામ
છોડો મોહ સંસારનો, કશુ નહી આવે કામ.
કશુ ન આવે કામ, સમજ લે મનવા મેરા
દામ પડયા રહે ઠામ, હોવેગા જંગલ ડેરા.
કહે સો વીઠલદાસ, છોડ મન અભીમાનકુ
લેલો હરીકા નામ, સમરો સીતા રામકુ

રેકતો ૨

જુઠ જમાના આવીઆ, સમા બહોત ખરાબ
દગલબાજ દુનીયા બની, તે કળીયુગનો પરતાપ
કળીયુગનો પરતાપ, ભેદ ભાઇ બેનમાં રહેછે.
છોડયા સરવે ધર્મ, દામ દીકરીના લે છે.
કહે સો વીઠલ દાસ; જનુની તાત પીડાયા
સમા બહોત ખરાબ, જમાના જુઠકા આયા.

રેકતો ૩

દેખ વીચારી દીલમાં, કયા કરે અભીમાન
અવધ આવેગા તાયરી, ઉતર જાવે માન.
ઉતર જાવે માન, જવું છે જમના સાથે
કર પરમારથ કામ, આવેગા તેરી સાથે.
કહેશો વીઠલદાસ, ક્રત લખાશે બીલમાં
કયા કરે અભીમાન, દેખ વીચારી દીલમાં.

## રેકતો ૪

અંધા આળસ શું કરે, થઇ જાશે સવાર
જોતામાં રજની જશે, એમ જશે અવતાર.
એમ જશે અવતાર, લેવાનુ ક્યારે લેશો.
આગળ થાશે ન્યાય ઉત્તર તેનો શો દેશો
કહેશો વીઠલદાસ નીંદમે, ક્યા મન ઘેરે
થઇ જાશે સવાર અંધા આળસ શું કરે.

## રેકતો ૫

બોલ્યુ વચન પાળે નહી, ગણવો તેને શ્વાન
જય પામે નહી જગતમાં, લોક કહે નાદાન.
લોક કહે નાદાન, ઇજત પાણી તીરે
જુઠો કહે સૌજન દમડી દામ ના મીરે.
કહેશો વીઠલદાસ, સંગ છોડો તેનો સહી
ગણો ગધ્ધા સમાન બોલ્યુ વચન પાળે નહી.

## રેકતો ૬

જેસી વાડી ફુલકી, ખીલી થડે પહોર
એસા જાણો દેહકુ, ઉતર જાવે તોર.
ઉતર જાવે તોર, સુણીલ્યો સજ્જન પ્યારો
કહેતા સચ્ચી બાત, વચન માન હમારો.
કહેશો વીઠલદાસ, અંધા દેખ વીચારી
કરમાઇ જાશે કાલ, આ તો ફુલકી વાડી.

## રેકુતો ૭.

લુણ હરામી નીકળ્યો નહી જગતમાં માન
ખાયે તેનુ ખોદતો, ધીક તને નાદાન.
ધીક તને નાદાન, વીચાર કંઇના કીધો
પાળ્યો રાખી પાસ, ગુણ પર અવગુણ કીધો.
કહેશો વીઠલદાસ, ઇશ્વર બદલો આપશે
લુણ હરામી નીકળશે, જમડા માથું કાપશે,

## રેકુતો ૮

જુઠી આશા જગતકી, જુઠાં ભગની માત
અંતે જાવુ એકલુ, સગુ નહી સંગાથ.
સગુ નહી સંગાથ, વીધીને કોલ કરેલા
લખપતી પામ્યા મરણ, સાથે શું લઇ ચાલ્યા.
કહેશો વીઠલદાસ, સુણીલ્યો વાત હમારી
જુઠી જગતની આશ, તરવાની નહી બારી.

## રેકુતો ૯

ભજન કરીલ્યો ભાવથી ભજને ભાવટ જાય,
જાવેગા જમ લોકમાં, પાછળથી પસ્તાય.
પાછળથી પસ્તાય, મનમાં હેમ વીચારી
લીયા રામકા નામ, ગુણકા પાર ઉતારી.
કહેશો વીઠલદાસ, છોડો સંસારકી ચારી
ભજને ભાવટ જાયે, કહું મુ મુખ પોકારી.

## રેકતો ૧૦

સંગ છોડો પરનારનો. છોડ પરાયા ધન
છોડે રહે કે શ્રીહરી, કહું ક્રુ સત વચન.
કહું ક્રુ સત વચન, અંતે બહુ દુઃખ પાવે
ફટ ફટ કરે સૌ લોક, ઇજત અપની જાવે.
કહેશો વીઠલદાસ, ભુલેલા ભુલ સુધારો
પરધન પથ્થર જાણુ, છોડો સંગ નઠારો.

## રેકતો ૧૧

પરદારાની પ્રીતથી, જાવ ઇજત ને ધન
કામ કંઇ ના ઉકલે, અધીક ચીંતા મન.
અધીક ચીંતા મન, શ્વાન સમ ફરતો ફેરી
તજી લાજ મરજાદ, બીક સાહેબકી છોડી.
કહેશો વીઠલદાસ, અંતે થાય ખુવારી
તનથી કરીએ ત્યાગ, પરદારા ઝેર કટારી.

## રેકતો ૧૨

સોબત કરીએ સંતની, કાયા કોમળ થાય
દીવો પ્રગટે દેહમાં, ભવના પ્રાક્ષીત જાય.
ભવના પ્રાક્ષીત જાય, ચોરાસી ફેર ન આવે
જીવતાં પામે જશ, મુવે વૈકુંઠને પાવે.
કહેશો વીઠલદાસ, શરમ છોડી દે બંદા
સચ્ચા ધણીકા નામ, જગત સબ જુઠા ફંદા.

## રેક્તો ૧૩

દગલબાજ દુનીયા બની, પ્રપંચનો નહી પાર
સ્વાર્થ સરે પોતા તણું, ન ગણે પાપ લગાર.
ન ગણે પાપ લગાર બીજાને ગરદન મારે
દગા ખોર છે દુષ્ટ, ધણીની બીક ના ધારે.
કહેશો વીઠલદાસ, માથે તો કાળ ફરે છે
છોડી સરવે બીક, કુટાં કૃત કરે છે.

## રેક્તો ૧૪

કાળના છાટે કોઇકુ, જબરા જોધ્ધા રાય
મચ્છી ખાવે માંસકુ, એસી રીતે ખાય.
એસી રીતે ખાય, ઝપટ જબરી છે એની
ઘેર્યો ઘડી માંય, હતા જે મહા અભીમાની.
કહેશો વીઠલદાસ, જગત સબ કાળકા ખાના
જબરા જોધ્ધા રાય, સબને એક દીન જાના.

## રેક્તો ૧૫.

અભીમાન તજ અભાગીયા, તજ પૈસાનો ગર્વ
દીકરા દામ નહિ તાયરા, જુઠી માયા સર્વ
જુઠી માયા સર્વ, રાવણુકી નહી નીશાની
ચૌદ ચોકડીનું રાજ, બાર મેઘ ભરતા પાણી
કહે સો વીઠલદાસ, દેખો દસ શીશ કટાયા
કીયા બોત અભીમાન, ગઢ લંકા કુ જલાયા

## રેકુતો ૧૬.

પાળીએ આગ્ના પ્રેમથી, સ્વાનને કરીએ સહાય
કોઇ દીન આવે કરડવા, જાતી ઉપર જાય
જાતી ઉપર જાય, પાળેલી પ્રીત ના જુવે
લુણ હરામી લોક, પતીજ પોતાની ખુવે
કહે સો વીઠલદાસ. સમજીલ્યો મનમાં શાણા
ભારે મારી માત, પાકયા નહી કેમ તે પાણા

## રેકુતો ૧૭

દગા ખોરની દોસ્તી, છોડો શાણા જંન
દયા દીલના ઉપજે, કરે રઝળતા વંન
કરે રઝળતા વંન, દગા ખોર શીશ કટાવે
પહેલે બાંધી પ્યાર, પછીથી તેજ ફસાવે
કહે સો વીઠલદાસ, વીતેલી કહુછુ મારી
પરખી કરના પ્રીત, દગાકી મત કર યારી

## રેકુતો ૧૮

સુદ્ધ વીસારી સેજમાં, ડહાપણ દરીયા માંય
પકડી પુરે કેદમાં, ન જુવે ન્યાય અન્યાય
ન જુવે ન્યાય અન્યાય, બીજાને વચને ચાલે
તે તો શાનો રાય, ગરીબને ગરદન મારે
કહે સો વીઠલદાસ, ભ્રાંન્તી મનની ભાંગો
સમજી તેનો સાર, પછીથી કેદમાં નાંખો.

## રેકતો ૧૯

ટેવ ટળે નહી ટાળતાં, પડી પરથમની જેહ
કાગ બચ્ચાને કેળવ્યો, પણ બોલી એની એહ
બોલી એની એહ, વાત આ જોવા જેવી
ભણાવ નારની ભુલ, કે એની જાતજ એવી
કહે સો વીઠલદાસ, અનુભવી વાત વિચારો
બીજા નો શો વાંક, જાતે એજ નઠારો.

## રેકતો ૨૦

ચીંતા એસી ચીત હરણ, કરે બુદ્ધીનો કેર
ડાહ્યાને ગાંડા કરી, ફેરવે ઘેરો ઘેર
ફેરવે ઘેરો ઘેર, તનકા તેજ ઘટાવે
ચીંતા એસી ચીજ, શકતી હીણ બનાવે
કહે સો વીઠલદાસ, ચીંતાકી દેખો નીશાની
કલંક ચઢેલું કુળ, અગર પૈસાથી ખાલી.

## રેકતો ૨૧

છોડીદે મન સોચના, કયા કરે વીચાર
લખ્યું હશે લલાટમાં, મીથ્યા નહી થનાર
મીથ્યા નહી થનાર, સુખ દુઃખ સાથ લખાયા
કરે કોટી ઉપાય, મટે નહી તે મીટાયા
કહે સો વીઠલદાસ, દુઃખથી ડરી નહી જાના
સુખ દીયા કીરતાર, બંદા નહી કુલાના.

# – () પ્રભુમાં પ્રેમ દો જોડી () –

## – ગઝલ –

જવું છે જીંદગી છોડી, પ્રભુથી પ્રીત કયું તોડી
આશા આ જીવકી થોડી, પ્રભુમા પ્રેમદો જોડી–ટેક
નગારાં મોતના વાગે, અંધા કયું નહી જાગે
ભજન વીના ભીડ નહી ભાગે, પ્રભુમાં
જવાના મીલકત મેલી, અંતે કો નહી બેલી
પડી રહે હીમ હવેલી પ્રભુમાં.
દુનીયામેં હામતો જોડ્યા, ચડવા હસ્તીને ઘોડા
પગોમાં પહેરતો તોડા પ્રભુમાં.
હતો ગર્ભવાસકે માંહી દીયાતા કોલતો તાંહી
તે વાતો કેમ ભુલાઇ પ્રભુમાં
સંસારી સુખ હે એસા, સ્વપના રેનકા જેસા
દેખી દામ ન મીલે પેસા પ્રભુમાં
જગતમાં જુઠ ચલાયા, પરાયા માલ દબાયા
જનુની કુખ લજાયા પ્રભુમાં
આવેગા જમડા જયાંહી, લોભાએ લાંચથી નાહી
લેજાવે જુતીયાં દેઈ, પ્રભુમાં
માયામેં બાત ગુચાયા, દેખી દામ લોભાયા
હરી રસ કબુ નહી પાયા. પ્રભુમાં.
થયા બેટી અને બેટા, સાહેબકુ છોડયા હે છેટા

પીચારી પ્રેમમાં બેઠા. પ્રભુમાં
બાજીગર બાજી રચાઇ, ઘડીમાં બાગ બનાઇ
કુદરતી કેસી ચલાઇ, પ્રભુમાં.
એસી કુદરતકી દેહી, બીચારી દેખ તુ ભાઇ
ઘડીમાં હોય ને નાહી, પ્રભુમાં.
નારીસે નેહ તો કીધો, લાવો સંસારનો લીધો
બીજો વિચાર ના કીધો. પ્રભુમાં.
ફસાયો જગતની જાળે, છોડયો ધરમ પાતાળે
તેથી ઘેરીઓ કાળે પ્રભુમાં
જનુની પેટ તો રાખ્યો, બદલો શો તેનો આપ્યો
આવી અધિક સંતાપ્યો, પ્રભુમાં
દીકરીકા દામતો લેવે, સાહેબ રાજી નહી રહેવે
શાસ્ત્રમા સત્યથી કહેવે, પ્રભુમાં
નકામી મારતા મોજો, આવેગા જમકી ફોજો
મારેગા જુતીયા જોજો, પ્રભુમાં
પરાઇ નારથી નેડો, હાથે કરી મોતને તેડો
છોડોએ પાપનો છેડો, પ્રભુમાં
પરમારથ કામમાં રહેના, પરાયા ધન નહી લેના
જુઠા મુખસે નહી કેના પ્રભુમાં
આ સંસારમાં આયા, તુમે કયા ફાયદા પાયા
જનમ ફોગટ ગુમાયા, પ્રભુમાં

ફેરેછે કાળતો માથે, જવાના એકલી જાતે
આવે નહી કોઇ સંગાથે . પ્રભુમાં
કુડા કામ કરેછે, ખોટી સાખ પુરેછે
જરૂર એ નર્ક પડેછે પ્રભુમાં
વીવેકી વાંચનારાઓ, ભુલ જે મારી સુધારો
અરજ આ ઉર સ્વીકારો પ્રભુમાં
જાત લુવારની મારી, નાથ લેજો ઉગારી
વીઠલ કહેછે પોકારી, પ્રભુમાં .

## વાંણુવટી સીકોતર માતાની લાવણી

કહે કીરતાર, એરે ઓ નાર, વાત સાંભળજે—એરાગ
વાંણુવટી સીકોતર માંય, કરોને સ્હાય
દયા દીલ લાવો, સેવક આવ્યા છે શરણુ તેને બચાવો
નગ્ર ચાંણસ્મા ગામ, માનો મુકામ લવારવાડો જયાંહી
વાંણુવટી સીકોતર માત, બીરાજે ત્યાંહી (૨)
જે કરે માને પોકાર, તરત તૈયાર વાર ના લાગે
જે યાદ કરે મન માંહી, જઇ ભીડ ભાગે (૩)
સંભાર્યા સાગર માંય આવીઆ ત્યાંય વહાણને તાર્યાં
ડુબતા દરીયાં માય, પાર ઉતાર્યાં (૪)
સમરે તેની સ્હાય, કરે છે માય બહુ દયાળી
બહુ જણાના કીધાં કામ, માયે રહદવાળી (૫)
તાંબાના ગરબા બહુ, મુખે શું કહુ ગણેશ ગાજે

માને શીર ઉપર છત્ર સોનાનુ છાજે (૬)
નવરાત્રી કેરે દીન શોભા નવીન કહી નવ જાયે
શીર ઉપર ગરબા લઇ નારીઓ ગાએ [૭]
જય માત જશ વધ.યોં વંશ મુજ જ્ઞાતિમાં
ગામ ચાણુસ્માની માય લવાર જાતીમાં (૮)
વંશ વધાર્યો માત લવારની જાત ચાણુસ્મા માય
ખીલી પુલવાડી
ધન્ય ધન્ય તેતો પરતાપ તારો છે માડી [૯]
અખંડ ઘીની જયોત બળે દીન રાત, હવનતો થાયે
નવરાત્રી કેરે દીન, પલ્લી ભરાયે.
ચંદરવા અપાર ગણે નહી પાર તોરણ શ્રીફળના
શું વખાણ કરૂં મુખેથી માના બળનાં (૧૧)
ધન્ય તુજને માત થઇ પ્રખ્યાત પઠછા દઇને
કરતા સેવકની સ્હાય જાતે જઇને [૧૨]
જગત જનુની એક નામ અનેક રૂપ ગણેરાં લીધાં
જ્યાં સોભે જેવુ રૂપ ધરી કામ કીધા (૧૩)
આવ્યો છુ તારે શરણ નમુ છુ ચરણ સંકટ કાપો
અપરાધ ન જોશો મારો દરશન આપો [૧૪]
નથી પોતાનુ કોઇ જગતમે જોઇ આશરો તારો
આ દવરૂપી સંસારમાંથી ઉગારો (૧૫)
ઉતારો ભવ પાર કરૂ પોકાર કાલુડા ગામ છે મારૂ
દાસ વીઠલ કહે છે એમ શરણ છે તારૂ (૧૬)

## માતાજીનો ગરબો.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને--એ રાગ.

પ્રેમ ધરીને પાવાવાળી પુંજીએ
જેનું છે મહાકાળી રૂડું નામ જો
નવે ખંડમાં રે માની નામના
પાવા ગઢ ઉપર માનો મુકામ જો
સંકટ હરજો સેવકનું મા તાયરો – ટેક ૧
અતીષે અપરાધ માતા માયરો
દુષ્ટ બુદ્ધીનો હું છું તારો દાસજો
અવગુણના જોશો રે મારા માવડી
દયા કરીને દુખડાં કરજો નાશજો–સંકટ. ૨
પાવા ગઢમાં મંડપ માનો સોભતો
જેની શોભા મુખે કહીના જાયજો
નોબત નગારાં અતી ગડગડે
નર નારી સહુ ગાજી ગરબો ગાયજો–સંકટ ૩
સણગાર સજે રે માતા શોભતાં
પાયે વાગે ઝાંઝરનો ઝમકારજો
હાથે બાજુબંધ માયે પહેરીયાં
કંઠ મધે અમુલ મોતીના હારજો–સંકટ ૪
નંગ જડેલી નથની નાકે સોભતી
કાને ઝળકે છે રૂડી ઝાલજો

સોનાનુ છત્રરે શીર પર છાજતુ
ટીલડી તપે છે માને લલાટ જો—સંકટ ૫
પેર્યાં છે ચરણો ચોળીને ચુંદડી
કર મધે ઝળકે છે તરવાર જો
અસ્વારી કીધી છે વાઘ ઉપરે
રૂપ જાણે વીજળીના ચમકાર જો—સંકટ ૬
સંકટ દેખી સેવકના મા કોપીયાં
કાળ રૂપે ચાલ્યાં કાળકા માત જો
દુષ્ટ જનોને પકડીને પ્રાજે કર્યા
અસુર તણી મોટી કીધી ઘાત જો—સંકટ ૭
આરા સુરમાં અંબા મા બીરાજતા
ત્યાં જઇને શીશ નમાવો પાય જો
દરશન કરતાંમાં દુખડાં જાય છે
ભવો ભવના પાપ નીવારણ થાયજો—સંકટ ૮
દરશન કારણ આવે દેશો દેશથી
સાચા દીલથી આવે તે પર સાય જો
કપટ રૂપી આવે માની જાતરા
તેની ઉપર કોપે મા અંબાયજો—સંકટ ૯
ચાર જોગની દેવી રે ચુંવાળમાં
સંભલપુર નામેછે રૂડુ ગામ જો
મુગલ મારીને મસ્થા કાઢીઆ

બહુચરબાળી એવું રૂડુ નામ જો-સંકટ, ૧૦
પહછારે પુરીને મા પરગટ થયાં
નવે ખંડમાં વાચે ચાલી વાતજો
ચરણે નમવા ચાલો ચુવાળ દેશમાં
મમ માચા મોટીછે બહુચર માતજો-સંકટ. ૧૧
દક્ષીણમાં વસે રે દેવી તુળજા
ભારે ભવાની રૂપ તણો અવતારજો
સેવકનાં સંકટ મા સંહારતાં
સમરે તેની આવી કરતાં સાહ્યજો-સંકટ ૧૨
અંબા બહુચર મહાકાળી ને તુળજા
અરજ કરૂછુ અંતરથ્યો ઉતારી જો
સંસાર સમુદ્રમાં ડુબી ગયો
હાથ ગ્રહીને લેજો મુજને તારીજો-સંકટ. ૧૩
સંવત ઓગણીસેં છોતેરની સાલમાં
આસો સુદી અગીઆરસનો દીન જો
અલ્પ બુદ્ધીથી ગરબો ગાયો માતનો
સદા તમારી સેવામાં આધીન જો-સંકટ. ૧૪
અલબેલી આશા પુરજો માચરી
દયા કરીને રાખો ચરણની પાસ જો
મુખથકી માગુછુ માતા એટલું
દો કર જોડી કેહેછે વીઠલદાસ જો-સંકટ. ૧૫

# તેર મહીના.

સખી પઠંચ તે પંથે ચાલ્યા રે—એ રાગ.

સખી કાર્તક મહીને કહીએ રે, શ્રી કૃષ્ણ તણુ નામ લઇએરે
બીજી જગો જથા મુકી દઇએ, જીવલડા જાણ્ય જુઠીછે માયારે
સખી માગસરે માન્ય કહ્યુ મારૂરે મન કેવી રીતે તને વારૂ રે
જીવ શોધીલે ઉગરવાનુ બારૂ—જીવલડા. ૧
સખી પોસ મહીને પ્રેમ લાગ્યોરે, આવો મનખો નહી મળે માગ્યોરે
તમે ખોટી માયાને ત્યાગો—જીવલડા. ૨
સખી મહા મહીને મુમત મુકો રે જબરા જોધા બાગી થયા ભુકો રે
આ અમીરસ પીતાં નવ ચુકો—જીવલડા. ૩
સખી ફાગણે ફુલ્યાના ફરીએ રે, ના ઘટે તેવુ નવ કરીએ રે
રૂદીએ બીક વાલાજીની ધરીએ—જીવલડા. ૪
સખી ચઇતરે ચેતીને ચાલોરે, પ્રાણથકી પ્રભુ કરો વાલો રે
હામ હરી ભજનમાં ઘાલો—જીવલડા. ૫
સખી વૈસાખે વેર મુકો છોડીરે કરોડ ઉપરસુ મારો કોડી રે
મુરખ જીવવાની આશા થોડી—જીવલડા. ૬
સખી જેઠેતો જોરના ચાલેરે, આઠા અવળા ગોઠા જમ ગાલે રે
પછી બાપને બાપ પોકારે—જીવલડા. ૭
સખી અસાડે આ કાયા ઘડીરે, તેમાં કેવી કેવી વસ્તુ બનીરે

તેની ખબર કોઇને ના પડી—જીવલડા. ૮
સખી શ્રાવણે સુણો વચન રે, વાલા સાથે વળગ્યુ મારૂ મનરે
ત્રીકમ વીના તલસે આ તન—જીવલડા. ૯
સખી ભાદરવે ભુલ્યો ભટકેરે, જેમ આંબે કેરીઓ લટકે રે
જમ ઉપાડી ઉપાડી પટકે—જીવલડા. ૧૦
સખી આસોએ એક બોલુ વાણીરે વીના ઘડુલે ભરી લાવે પાણીરે
તેની કળા કોઇએ નવ જાણી—જીવલડા. ૧૧
સખી અધીકે એક ચીત ન્યાળોરે, મોંચલા કાળ કરોધને કુટી બાળોરે
પેલુ વચન બોલેલા પાળો—જીવલડા. ૧૨
સંવત ૧૯૭૪ ની સાલ રે, માગસર વદી એકમ શનીવાર રે
તેર મહીના આતો પુરા થાય—જીવલડા. ૧૩
પ્રભુ પ્રેમ ધરીને આરાધુ રે, ગુણ ગાવાને અકલ માગુ રે
દાસ વીઠલ કહે પાય લાગુ—જીવલડા. ૧૪





## કક્કો

### રાગ ચોપાઇ

કકકા કામ કર સાચુ, જમ આવી ઝાલસે હાચુ
ચીતમાંહી ચેતી લે, જુઠી જંજાળ મેલી દે
રામ વિના સરવે કાચુ કકા કામ કર સાચુ
ખખખા ખોટુ બોલો સહી, તેમાં સાહેબ રાજી નહી
ખોટુ બોલે પતીજ ઘટે, લખ ચોરાસી તે નહી મટે
આ વાતતો સાચી કહી, ખખખા ખોટુ બોલો નહી
ગગગા ગાંડા થઇ મત ફરો, કંઇકચીંતા મનમાં ધરો
આ અવસર જવાનો સહી, પાછો તેતો મળસે નહી
ન. કરવાના તેશું કરો, ગગગા ગાંડા થઇ મત ફરો
ઘઘ્ઘા ઘડો ઘીનો ઢળે, પાછું ઘી તેતો નહી મળે
એમ કાયા ઢળી જાય, તેમાં ખોટુ નહી જરાય
પ્રથમ કોલ કરેલો પળે, ઘઘ્ઘા ઘડો ઘીનો ઢળે
ઙ. અંહકાર તે નવ કરો, સાહેબ કેરી બીકજ ધરો

અંહકાર કોઇનો છાજે નહી, રાજા રાવણ ગયો રોળાઇ
જોઇ વીચારી ઠગલાં ભરો, ક અંહકાર તે નવ કરો
ચચ્ચા ચેત ચેતીને અંધ, અવળો આસો માંડયો ફંદ
કમળ ખીલેલુ તેતો ખરે, શીદ અભીમાન મનમાં ધરે
ખોટા પુલમાં નહી સુગંધ, ચચ્ચા ચેત ચેતીને અંધ
છછછા છાનુ રાખો નહી, સરવે સાહેબ જાણે સહી
કરતા હરતા નારાયણ એક, એથી જરા છાનુ નવ રહે
એક દીન જમડા જાશે લઇ છછછા છાનુ રાખો નહી
જજજા જરણા કરીને રહો, ખોટુ વચન કોઇને નવ કહો
જરણા કરે કોઇ સમજુ સંત, અકરમીના મુકે અંત
અકરમીથી આઘા ખસો, જજજા જરણા કરીને રહો
ઝઝા ઝાલે ભકિત જેહ, સાહેબ તેને રાજી રહે
સાહેબ જેણે ઓળખ્યા સહી, તેતો ભકિત છોડે નહી
સ્વર્ગમાં વાસ કરશે તે, ઝઝા ઝાલે ભકિત જે
ઞ. આળસ ભકિતમાં કરે, તે નરને બહુ દુખજ પડે
નથી દેવા પડતા દામ, હરતાં ફરતાં બોલો રામ
તેથી કામ આપણુ સરે, ઞ. આળસ સીદને કરે
ટટા ટાણું આવ્યુ છે, વપરાય તેટલુ વાપર હે
જોઇ વીચારી ખરચો દામ, હરી ભજનમાં ઘાલો હામ
જરૂર જવાનુ જાયુ છે, ટટાં ટાણુ આવ્યુ છે
ઠઠા ઠાડકી ઠાલી ગઇ, માયા સહુની પડી રહી
પાપ પુન્ય તે આવે સાથ, રામ નામનું કરીલ્યો ભાથ

સદગુરૂએ સીખામણ દઇ, ઠઠા ઠાઠઠી ઠાલી થઇ
ડડા ડંડા ખાવાના, જંમ આવી લઇ જાવાના
જમઠા આહી વાડજ કરો, એવો ઉપાય મનમાં ધરો
જો આઠા માર્ગે જાવાના, તો ડડા ડંડા ખાવાના
ઢઢા ઢુકડા રહીએ જ્યાં હરી કીર્તન થાયે ત્યાં
નીંદા થાયે ત્યાં મત જાઓ, રામ નામ ગુણજ ગાઓ
ભજન કરેથી ભાવટ જાય, ઢઢા ઢુકડા રહીએ ત્યાં
ણુ હણીએ નહી કોઇનો પ્રાણુ, તારો તેવો તેનો જાણુ
તારા કૃત તુજને નડે, જરૂર નરક ચોરાસી પડે
તે નકી તારા મનમાં જાણુ, ણુ હણીએ નહીં કાઇનો પ્રાણુ
તતા તારૂં કઇ નથી, શું કરવ તુ મરે મથી
સપના જેવો છે સંસાર, જેવડલે કોઇ ઉતરે પાર
તેલ ખુટે બુજાય બત્તી, તતા તારૂ કંઇ નથી
થથા થઠને ઝાલી રહો, ડાળ પાંખડાં મુકી દો
જુઠો ભરોસો તેનો જાણુ, કોઇદીન તેમાં આવે હાંણુ
થઠ સંગાથે બાથો ભરો, થથા થઠ ઝાલી રહો
દદા દહાડો આવશે એક, વિધાત્રાએ લખીયા લેખ
તે વેળા ઉતરસે માન, સેજ પથારી થશે સમસાન
માટે આંખ ઉઘાડી દેખ, દદા દહાડો આવશે એક
ધધા ધાર્યુ થશે નહી, મનકી રહેશે મનકી મહીં
હંસો હાલી જવાનો, પછી પસ્તાવો થવાનો

ભજનમાં ચીત લગાવો ભાઇ, ધધા ધાર્યું થશે નહિ
નના નામ નારાયણનુ લે, સાચુ નાણું તેમાં છે
બીજી વાતો સપના તણી, ઉલટી પીઠા વાધે ઘણી
કદી કષ્ટ પામે નહીતે, નના નામ નારણનુ લે
પપા પરખો પોતા માંય, સાહેબ નથી છેટે કયાંય
ઓળખ્યા વીના ભટકી મરે, એમ તો સાહેબ કયાંથી જડે
ગુરૂ વીના ગમ પડે નહી, પપા પરખો પોતા મહીં
ફફા ફરતુ તે નવ કરો, એક ચીતે સ્મરણ કરો
ત્યારે સાહેબ ભેટે સહી, તેમાંતો સંદેહજ નહી
ખોટો વીચાર મુકી દો પરો, ફફા ફરતુ તે નવ કરો
બબા બાણુ વીચારી મેલ, મોંયલા કાળંગાને છેદ
આડાઅવળા લઠીએ નહી, મોંયલાને વસ કરીએ સહી
બીજા બધા મુકીદે ફેલ, બબા બાણુ વીચારી મેલ
ભભા ભાડાનુ આ ઘર, તું તારા મન વીચાર કર
કાયા બળીને રાખજ થશે, મોંયથી હંસો હાલી જસે
શા માટે કરે છે સર, ભભા ભાડાનું છે ઘર
મમા મર્મ જાણ્યો નહી, ફોગટ ઉમર તારી ગઇ
સુકીત કરવા દેહજ ઘડયો, આવી આંડે રસ્તે ચડયો
જરૂર જવાના નર્કે ભઇ, મમા મર્મ જાણ્યો નહી
ય અજ્ઞાનની મુકો વાત, કરો સમાગમ સંતો સાથ
પરનારીનો સંગજ છોડ છેટે રહીને હાથજ જોડ

તેને જાણો ભગની માત ય અજ્ઞાનની મુકો વાત
રરા રંગતો બદલાઇ જશે, માટી જેવા માટી થશે
પ્રભુ કેરી છે માયા, સાથે તમે સુ લાવ્યા
આગમુદીને આગળ થશે, રરા રંગ તો બદલાઇ જશે
લલા લાખે મળશે નહી, એવો મનખો આવ્યો સહી
માટે મનખો માણી લે, છળ કપટને છોડી દે
આગ માલની કરો કમાઇ લલા લાખે મળશે નહી
વવા વહુ આવે જ્યાંય, માંબાપતે વેરી થાય
કહે તેમને કડુ વચન, માનુની જાણે મોટુ ધન
લઇ લાકડી સામે થાય, વવા વહુ આવે જ્યાંય
શશા સુખપાલ જેને હોય, કર્મ ગતીથી માગી ખાય
જબરાના થાય નબળા, હાલ ભીખારી બેસે સુખપાલ
ઇશ્વર ગતી કળે નહી કોઇ શશા સુખપાલ જેને હોય
ષષા સમજણ પોતા માંય, જુવો તપાસી છોટે નોંય
પણ તે નાવે મુરખ હાથ, બહુ ઝીણી એછે વાત
જવહરો કોઇ ખોળી હોય, ષષા સમજણ પોતા માંય
સસા છોકરાં તારાં નહી, ખોટા માત પીતાને ભઈ
કુટુંબ કબીલો કુડી માંય, મુવા પછી બૈરૂબીજે જાય
સહુ સ્વારથની સગાઈ, સસા છોકરાં તારાં નહી
હ હરખ હૈયામાં ધરો સાચા સંતની સેવા કરો
અંત સમે તે આવે કામ, હરતાં ફરતાં બોલો રામ

કુંદી માયાનો ત્યાગજ કરો, હ હરખ હૈયામાં ધરો
ક્ષ ક્ષમા કરે બોલે કોઇ, તેતો સાચા સંતજ હોય
અજ્ઞાની તો અહંકાર ધરે, તેની સાથે ઝગડો કરે
કઠણુ દુકારા સાંખે કોઇ, તેતો સાચા સંતજ હોય
જ્ઞ જ્ઞાનની વાતો કરો પારકી નીંદા તે પરહરો
બીજાનુ જોઇને મનમા બળે. ઘરનુ ખાઇને કાયા ગળે
પારકી ચીંતા મનમા શુ ધરો, જ્ઞ જ્ઞાનની વાતો કરો
પાંત્રીસ અક્ષર પુરા થયા, જડબુદ્ધિથી જોડી કહ્યા
ગાવુ છુ ગુરૂ પરતાપ, ભુલચુક સરવે કરજો માફ
ગાયકવાડી રૂડુ રાજ પાટણવાડો છે પ્રખ્યાત
દાસ હરીનો હુણુ તન ગામ કારોઠા મુજ વતન
સેવક વીઠલ કહે કરજોડ, એકવાર બોલો શ્રીરણછોડ



## ભજન ૧૦ મુ

દીવડા વીનાછે અંધારૂ, મંદીરીયામાં દીવડા વીનાછે અંધારૂ–
એ રાગ.

સમર્થ વીના નહીતરે, ઓ મુરખ મનડા
સમર્થ વીના નહી તરેજી–ટેક ૧
આ સંસારીયોતો મહા જળ ભરીયો રે
કેમ કરી પાર ઉતરે–ઓ મુરખ. ૨
માત પીતા કોઇ સગુ નહી તારૂં ભઇ
એ છે મતલબના યારી–ઓ મુરખ, ૩
સતગુરૂ કેરૂ સમરણ કરજો ભઇ
સંકટ માંથી ઉગારે–ઓ મુરખ. ૪
દાસ વીઠલ કહે દોઇ કર જોડીને
અભીમાનમાં સું ફરે–ઓ મુરખ. ૫



## ભજન ૨ જું.

રાગ ઉપર પ્રમાણે

મોંયલા મનવાને તમે વારો મેરે ભાઇ
મોંયલા મનવાને તમે વારોજી—ટેક ૧
માયાને મુકી તારી પડી એ રહેશે ભાઇ
એક દીન થાશે હલકારો—મેરે ભાઇ ૨
છોરૂને નારી તારી સાથે નહી આવે ભાઇ
તેમાં શું મોહ લગાયો—મેરે ભાઇ ૩
સાહેબ તારાં એ લેખાંરે લેશે ભાઇ
ત્યાંતો કરવો પડશે વીસ્તારો—મેરે ભાઇ ૪
આરે સંસારીયો સુલી સમ જાણોભાઇ
તેનોછે માર બહુ નઠારો—મેરે ભાઇ ૫
દાસ વીઠલ કેહે દેઇ કર જોડીને
સાહેબતો નથી ન્યારો—મેરે ભાઇ ૬



## ભજન ૩ જું.

રાગ ઉપર પ્રમાણે

એક દહાડો જાવું હાલી મેરે ભાઇ

એક દહાડો જાવું હાલીજી—ટેક ૧

આરે કાયામાથી હંસો હાલી જાશે ભાઇ

ખાલીયું પડયું રહેશે ખાલી—મેરે ભાઇ ૨

પુન્યદાન કરવા તુજને દેહજ આપ્યો ભાઇ

પણ કોઇને ચપટી નવ આલી—મેરે ભાઇ ૩

સંસારમા આવ્યો તુતો સતથીરે ચાલવા ભઇ

કપટની બાજી કેમ ઝાલી—મેરે ભાઇ ૪

ભર્યારે ભંઠાર તારા પડયાએ રહેશે ભાઈ

ઠાઠઠી જવાનીછે ઠાલી—મેરે ભાઇ ૫

કુટુંબ કબીલો તારો કારમી બાજી ભાઇ

તેમાંતો શું રહયોછે માલી—મેરે ભાઇ ૬

જમઠા આગળ કોઇનુ જોર નહી ચાલે ભાઇ

જમઠા તો લેઈ જશે ઝાલી—મેરે ભાઇ ૭

દાસ વીઠલ કહે ગુરૂ પરતાપે ભાઇ

આવ્યા બાંધી ને જાશો ખાલી—મેરે ભાઇ ૮

## ભજન ૪ થુ.

રાગ ઉપર પ્રમાણે.

સમરેથી સુખ થશે મેરે ભાઇ
સમરેથી સુખ થશેજી–ટેક. ૧
સંત પુરૂષ કેરી સેવા કરીલ્યો ભાઇ
પડેલાં સંકટ જાશે–મેરે ભાઇ ૨
સદા જુવાની તારી નથી રહેવાની ભાઈ
આખર બુઢાપણુ થાશે–મેરેભાઇ ૩
કાળ ક્રોધના કરોને કટકા ભાઇ
તે વીના ગુણ નહી ગવાશે-મેરે ભાઇ ૪
ભજન વીના તેં તો જન્મ ગુમાવ્યો ભાઇ
ક્યાંથી બંધન કપાશે;મેરે ભાઈ ૫
જે કામ તુ તો કરે આ જગતમાં ભાઇ
તે જરૂર ખાતામાં લખાશે-મેરે ભાઇ ૬
દાસ વીઠલ કહે દયા દીલ રાખો ભાઇ
સાહેબ સહાય કારી થાશે-મેરે ભાઈ ૭



## ભજન ૫ મુ



તોરી કળાનાં જાણી મેરે દાતા
તોરી કળાનાં જાણી—એ રાગ
જુવો તપાસી જોઈ મેરે સંતો
જુવો તપાસી જોઈરેજી
પરનારીના સંગ થકી તો
પાર પોંચ્યા નવ કોઇ
મેરે સંતો જુવો તપાસી જોઈરેજી—ટેક
સીતાને લાવ્યો રાજા રાવણ
બધી લંકા ખોઇરે જી
દસ મુસ્તકો તેના છેદાયાં—દસ મુસ્તકો હાં
મંદોદરી રોતી રહી—મેરે સંતો
પરનારીનો સંગજ છોડો
તેમાં મુકિત હોઈરે જી
તેને તો માત પ્રમાણે જાણો—તેને તો
માત પ્રમાણે જાણો
જાણો ધરમકી બાઈ—મેરે સંતો
ક્રોધ અભીમાન દૂર કરોને

સાહેબ સમરો ભાઈરેજી
સંસાર સમુદર સેજે તરસો—સંસાર સમુદર સેજે તરસો
ભવની ભાવટ જાઈ—મેરે સંતો
આ વાડીમાં ભમરો રહે છે
લેછે તે સુગંધાઈરેજી
આ વાડીને વાર ન લાગે—આ વાડીને વાર ન લાગ
કાલ જશે કરમાઈ—મેરે સંતો
મારા કૃતની વાત કોણ જાણે
તે સમજો નવ ભાઈરેજી
ગુરૂ પ્રતાપે ગાવે વીઠલદાસ—ગુરૂ પ્રતાપે ગાવે.
સાહેબ સમજે સહી—મેરે સંતો

## ભજન ૬ ઠું

**લાગ્યો પ્રેમને ઉપન્યો અનુભવ—રાગ**

મારે બાણુ ત્યા ખબર પડે ભાઈ
તે વીના સમજે નહીરે.
હાથે કરીને માર મત ખાવો
હાથે કરીને માર મત ખાવો
પહેલેથી ગુણ ગાઈએરે—જીવડા જંજાળ
છોડી દે મેરે ભાઇરે સતગુરૂને સેવો તમારા

દુખડાં દેશે મીઠાઇ -ટેક

પહેલેથી તુ અરજીરે કરતો

તેતો ભુલ્યો મેરે ભાઇરે

બહાર આવીને બીજો થયો

બહાર આવીને બીજો થયો

ત્યારે જમની ફાંસી રહીરે-જીવડા

આવ્યો તો તુ સાથ કરીને

જાતાં પડશે જુદાઇરે

જમ આવીને ઝડપ ઝાલશે

જમ આવીને ઝડપ ઝાલશે

ત્યારે ઘણો ગભરાયરે-જીવડા

પાણીનો આ પંડ બન્યોછે

તેનો ભરુસો નહીરે

અસાડ માસની ચઢી વાદળી

અસાડ માસની ચઢી વાદળી

આખર જશે વેસઇરે-જીવડા

પુન્ય દાનમાં દમડી ના આપે

આડી મુડી ઘણી ખોઇરે

વીઠલદાસ કહે વાર કરો શુ

વીઠલદાસ કહે વાર કરો શુ

ભજનમાં ચીત લગાઇરે-જીવડા

## ભજન ૭ મુ



**વાલા વેગે આવોરે બીડો મારી ભાગવા—એરાગ**

વાલા ઉગારોરે પ્રભુ બચાવોરે
   અમો ઉપર દયા કરોરે
સમુદ્રની વચ્ચે રે વહાણ મારાં થોભીઆંરેજી
દયા લાવી પેલી રે પાર ઉતારો-વાલા
હુ તો અજ્ઞાની રે અવગુણ મારા અતીઘણારેજી
હવે મુજને નથી ઉકલતો એકે આરો-વાલા
ના કરવાના કામરે પ્રભુ મેં તો બહુ કર્યાં
તેતો સરવે ક્ષમા કરો વાંક મારો-વાલા
સંસારીનુ સુખરે તેતો સરવે ખોટુ જાણ્યુરેજી
ખરો એક ભરૂસો છે તમારો-વાલા
આ અવતાર જાશેરે પછી પાછો નહી મળેરેજી
અંતકાળે ઘણો થશે પસ્તાવો-વાલા
દોઇ કરજોડીરે પ્રભુ તમને કરગરૂરેજી
વીઠલ કહેછે વારે ચઢી વેલા આવો-વાલા

## ભજન ૮ મું.

સમરૂ ગણેશ ગુર્રીજન ન્યારા-એ રાગ.

સમરૂ સાહેબ તમને સ્નેહ કરી
મારા ગુરૂજીને લાગુ પાયરેજી
ગુરૂ વીનાતો ગમ નહી પડે
ગુરૂ વીનાતો ગમ નહી પડે

રાગ ચાલતીનો.

મારા હૈયાની ઉઘાડી નમો તમે ગુરૂજીના ચરણે જઇ રે જી
ભજન કરો ભાઇ અવસર જાયછે
ભજન કરો ભાઇ અવસર જાયછે
પછી મળશે નહીરેજી-ટેક
માલ ખજાના મુકીને જાશો
સાથે આવે નહીરે જી
હસ્તી ને ઘોડા બાંધ્યા હે રહેશે
હસ્તી ને ઘોડા બાંધ્યા હે રહેશે

ચલતી

જમડા જાશે લઇ
નમો તમે ગુરૂજીના ચરણે જઇરેજી-ભજન કરો.
નરસીંહ મેતાને પરસન થયા
સાહેબથી સુરતા લગાઇરે જી
નરસીહ મેતાનાં ઘણા કામ કીધાં

નરસીંહ મેતાનાં ઘણા કામ કીધાં
ચલતી–લક્ષ ચોરાસી મીટાઇ
નમો તમે ગુરૂજીના ચરણે જઇરે જી–ભજન કરો.
કાળાં મટીને ધોળાં રે થાશે
નક્કી સમજો મેરે ભાઇરે જી
જવાનીમાં જોર મત મારો
જવાનીમાં જોર મત મારો
ચલતી–ઘઠપણુમાં ગભરાઈ
નમો તમે ગુરૂજીના ચરણે જઇરે જી–ભજન કરો.
બાણુાસુર સરખો બળીયો રાજા
મરતાં વાર ના લાગી રે જી
કાળતો કોઇને મુકશે નહી
કાળતો કોઇને મુકશે નહી
ચલતી–અવદ પ્રમાણે જાશે લઇ
નમો તમે ગુરૂજીના ચરણે જઇરે જી–ભજન કરો.
એક અરજી સુણીલ્યો મારી
અમો ઉપર દયા લાવીરે જી
દાસ વીઠલ કહે સેવક તારો
દાસ વીઠલ કહે સેવક તારો
ચલતી–દુખડાં દ્યોને મીટાઇ
નમો તમે ગુરૂજીના ચરણે જઇરે જી–ભજન કરો

## ભજન ૯ મું

માયામાં મનડુ મોહ્યુરે પામર પ્રાણી(તેના કરતાં એક ટુક વધારેછે—એ રાગ.

પ્રીતમજી પ્રીતી તોડીરે
વાલા વરતી કયાં જોડીરે     પ્રાણ હમારા.
મુજ રામાને રણમાં મેલી
પીયુ વીના કેમ રહુ એકલી
ત્યાં કોણ મારૂ બેલીરે     પ્રાણ હમારા.
અબળાનોશો અવગુણ દીઠો
નથી અપરાધ કંઇ મેં કીધો
સંકટ શુલીએ શુ વીંધોરે     પ્રાણ હમારા
અધીક પ્રીતી આપ જમાવી
આ લલનાને બહુ લલચાવી
છેવટે મને ઠગાવી રે     પ્રાણ હમારા
ઘણા દીવસની પ્રીત કરેલી
એક ઘડીમાં અળગી મેલી
તેનાં ઘટે શેલ શેલી રે     પ્રાણ હમારા
ધન ધાનને માયા મોટી
તે તમ વીના સર્વે ખોટી
લાંબી આસા મારી તુટીરે     પ્રાણ હમારા
આવી વાતજો મન વસેલી

તો નતી કરવી પ્રીતજ પેલી
દુખ સાગરમાં મુજને રેલીરે   પ્રાણુ હમારા
તમ સંગાથે બહુ સુખ પામી
હવે ના તરછોડો સ્વામી
દાશી કહેછે શીશ નામીરે   પ્રાણુ હમારા
આપ ગએથી નહી રહેવાયે
કોઇ સંગુ મારૂ નવ થાયે
તે વીચારો મન માંહે રે   પ્રાણુ હમારા
વીસ્વાસ ઘાતી આપ કહેવાશો
ખરી વખતમાં કર્યો તમાસો
હવે કયાં ભેગા થાશોરે   પ્રાણુ હમારા
દાસ વીઠલ કહે સુણજ્યો યારો
પરદેશીનો નહી પતીયારો
વીવેકી મન વીચારોરે   પ્રાણુ હમારા

## સગાનો સબંધ

### ભેખરે ઉતારો રાજા ભરથરી—એ રાગ.

દીવસ કાઢયો રે તે તો કામમાં
રાતે નીંદરા આધીનજી, સ્વપનાં માંહીરે માયા સાંભરે
કયારે ગાશો ગોવીંદજી
છોડી દે મોહ સંસારનો—ટેક.
અવદ આવશે તારી ઘડી વીલંબ ન થાયજી

ધનતે ધરતીમાં ધર્યા રહેશે સાથે કંઇના લેવાયજી
છોડી દે મન મોહ સંસારનો ૨
વાલાંરે તારાં વેરી થશે અંતે રહેશે સૌ દુરજી
ખોટો રે સબંધ સગા તણો એ છે સાગરનુ પુરજી
છોડી દે.–૩
પીતા રડે રે પેદાશને, બેની સાંસર વાસા કાજજી
બેલને સારૂ રૂવે બંધવા, રંડાપાને રૂવે નારજી
છોડી દે. ૪
સગુ રે નથી કોઇ તાયરૂ, જુઠો સઘળો વેવારજી
પોતાનુ હોયતો આવે સાથમાં, કરી જોતુ વીચારજી
છોઠી દે ૫
જમઠા આવશે અતી જોરમાં, કરતા મારો મારજી
કરણીનાં ફળ તેતો આપશે, પઠયો કરીશ પોકારજી
છોઠી દે. ૬
જોત રે જોતામાં જીવ ચાલીયો, સગાં કરેછે બુમરાણુજી
કાઢોરે કાઢોરે મુખથી કહે, ઉતારીલ્યો સણુગારજી
છોડી દોં ૭
પાલખી બાંધીરે લીલા વાંસની, ઠાભ દોરડીના બંધજી
ખોખરી દોણીરે ધન તાયરૂ, જોઇલે જગતના ફંદજી
છોડી દે. ૮
અંત ના આવીને ઉપાડીયો, કાઢયો ઘરમાથી બહારજી

મસાણે લાવીને મુકી દીધો, ચીતા ખડકી તે વારજી
છોડી દે. ૯
સેજ પલંગમાં સુઇરેતા, પોઢયા કાષ્ટ મોઝારજી
અગની મુકીરે તારા અંગમાં, છુટે પાણીની ધારજી
છોડી દે. ૧૦
ઓહોરે કરીને સૌ આવીયા, વીસારી તારી વાતજી
ભોજન કરાવો મન ભાવતા, જમાડો સઘળી નાતજી
છોડી દે. ૧૧
જમણુ કીધાંરે જાત જાતનાં, જમવા આવ્યા સૌ લોકજી
મુખથી માગેરે મન ભાવતુ, જુવો મુવેલાનો શોકજી
છોડી દે. ૧૨
બારરે દીવસ તારા વીતીયા, નહી લે તારૂ કોઇ નામજી
જાણેરે જગતમાં જનમ્યો નથી, જોઈલે કેવુછે કામજી
છોડી દે. ૧૩
ટાળ્યારે ટળે નહી લેલાટના, લખ્યા વીધીના લેખજી
અનેક ઉંપાયથી ના ઉગરે, દાહાડો આવશે એકજી
છોડી દે. ૧૪
વચન આપેલુ શ્રીનાથને, હતો જયારે ગર્ભ વાસજી
દુખના દીવસ ગયો વીસરી, માંડયો કપટનો પાસજી
છોડી દે. ૧૫
અનેક ઉંપાધી આ જગતની, માયા જબરી મોહ જાળજી

ભલારે ભલા ભરાઇ ગયા સીંહ થઇ ગયા શીયાળજી
છોડી દે ૧૬

નામ એટલુરે નાશ છે નથી રહેવાનુ કોઇજી
જબરા જોદ્ધા ભોમીમાં ભળ્યા રોળાઈ ગયા રણમાંયજી
છોડી દે ૧૭

એવુરે સમજી સ્મરણ કરો સાચો છે શ્રીરામજી
જુઠીરે માયા જાણો જગતની અંતે કોઇ ના આવે કામજી
છોડી દે ૧૮

અવસર આવો નહી મળે મોંઘો મનશા અવતારજી
પસ્તાવો થશેરે પાછળથી કરીલે ભજનનો વેવારજી
છોડી દે ૧૯

અળગો મુકોરે અંહકારને કરો કબુદ્ધિનો નાસજી
હરખ ધરી હરીને ભજો વીનતી કરે વીઠલદાસજી
છોડી દે ૨૦

## અકરમીની નીશાની

**મૈયારી મુખ દેખી પ્રીતી પલટાવીરે—એરાગ**

અકરમીની કહુ નીશાની
સમજીજ્યોને શાણારે
ચીત રાખીને ચેતો મનમા
રખે રહો અજાણ્યારે—અકરમીની

શીખામણુના સુણે કોઇની
મનમાં ધાર્યું કરતોરે
વાલાં સાથે વેરજ કરતો
અભીમાનમાં ફરતોરે—અકરમીની.
સારૂ દેખે કોઇ સામાનુ
અંતર રહેછે બળતુરે
વણુ અગનીએ અગન લાગે
તન જાયછે ગળતુરે—અકરમીની.
પરમારથમાં પઠ્ઠે રેતો
પાપ થાયત્યાં પેલોરે
ધરમ ગુરૂને ધીરે નહી
થાય દગલબાજનો ચેલોરે—અકરમીની.
માત પીતાને ગાળો બોલે
વડીલ વચન લોપેરે
નરક ખાણુમાં નહી ઠેકાણુ
ઇશ્વર સાથે કોપેરે—અકરમીની.
વેવીશાળમાં વાંધો પાડે
સબંધ થતો તોડેરે

અનેક એવા ભુંડા કામે
મન પોતાનુ દોડેરે–અકરમીની.
દામ દીકરીના જે નર ખાવે
તે અકરમી મોટોરે
ધીક કમાણી કહીએ તેની
જન્મ ધર્યો પણ ખોટોરે–અકરમીની.
ખાય પીએ નહી પેટ પોતાને
બીજાને દુખ આપેરે
કલેશ ઘરમાં કરે કારમાં
સર્વેને સંતાપેરે–અકરમીની.
અભીયાગત કોઇ આવે આંગણે
ધકા મારી કાઢેરે
ઘરમાંથીતો આપે શાનુ
બીજાને ના પાડેરે–અકરમીની.
દાસ વીઠલની વીનતી આતો
અંતરમાં ઉતારોરે
એવા નરથી અળગા રેવુ
અભીપ્રાયછે મારોરે–અકરમીની.

# અભીમાનીને શીખામણ



રાગ ઉપર પ્રમાણે

ધીક અભીમાની અહંકાર તારો
શુ જોઇને છાકયોરે
દેખ વીચારી દીલમાં તારા
આગળ વસમી વાટયોરે–ધીક ૧
અભીમાનને અવળી આંખો
નજરે નાનુ નાવેરે
વડઇ વખાણે તે પોતાની
ભજન જરી ના ભાવેરે–ધીક ૨
અભીયાગતને આદર ના આપે
ઠઠ્ઠા બાજી કરતોરે
કરે દુકારા તુ સરવેને
મોટાઇ મનમાં ધરતોરે–ધીક ૩
દશ માથાળો રાવણ રાજા
લંકા ગઢનો વાસીરે
અભીમાન ઉતર્યો એવા નરનો
તુ લેખામાં શા છેરે–ધીક ૪
જશે જુવાની નથી રેવાની
ચીતમાં લેને ચેતીરે

સરખા દહાડા નહી જાય તારા
અંતે થાય ફજેતીરે–ધીક ૫
માત પીતાને કુટુંબ કબીલો
સુત ભગનીને દારારે
અંત સમે અળગા સૌ રહેશે
તે સગાં નહી તારાંરે–ધીક ૬
મહેલ ઝરૂખા મંદિર માળા
છેવટ જાવુ છોડીરે
ધન ધરતીમાં દાટયા રહેશે
સંગ ના આવે કોડીરે–ધીક ૭
અહીં આવીને શુ કમાયો
ભાર ભુંડઇનો ભારીરે
સાહેબ તારાં લેખાં લેશે
શી ગત થાશે તારીરે–ધીક ૮
વીઠલ વાણી વદે વીચારી
ગર્વ તેત્રાનો ગમજોરે
ઓચીંતા જમ ઝડપી લેજો
આશીશ મારી ફળજોરે– ૯

## —જુલ્મી જમાનો—

હાય હાયરે હીંદુ બાઇઓના સુધારા–એરાગ
હાય હાયરે જુવો જમાનો શુ આયો–ટેક
ખરેખરો કળીયુગ જણાયોરે–હાય હાયરે
ધર્મ ધરતીમાંથી ગયુ નાસી

પાપ સઘળે રહ્યુ પ્રકાસી
વખત દુનીઆની આવીઆશીરે–હાય
સતી નારીએ સત વીસાર્યું
હવે કરે પોતાનુ ધાર્યું
પ્રતીવ્રતપણાને ખાસડે માર્યું–હાય
ભળી ફેસનમાં પેર્યા છે તોઠા
પાડે ગુચ્છાને વાંકા અંબોડા
ધર્મ નીતીના મારગ છોડયા રે–હાય
પેર્યા બુટને છત્રી ઝાલી
ઉભા બજારે જાયછે ચાલી
ઘડીયાળો ખીસ્સામાં ઘાલીરે–હાય
નારી હતી તે નર થવા લાગી
જુવો મરદાઇ આદરી આખી
હવે નથી રહ્યું કંઇ બાકીરે–હાય
ગાય ભેંસોને બળદ વેચાય
એના માફક નારીનુ મુલ થાય
જુવો કેવા ચાલેછે અન્યાયરે–હાય
પુત્રી વેચીને પૈસા લીધા
મોટા મોટા બંગલા કરી દીધા
આવા મારગ લાગે છે શુ શીધારે–હાય
સંત સાધુને કોઇના માને

ગૌ બ્રાહ્મણને ગાળો ભાંડે ✓
મહાન પુરૂષથી ઝગડા માંડેરે–હાય
આવી નારીને કીધુ જુવારૂ
માબાપને બોલે નઠારૂ
નીકળ ઘરમાંથી બહુ છે મારૂંરે–હાય
પ્રભુ નામ લેતાં લાજ આવે
ગાયન રસીક હોય તે ગાવે
તજી ભજન નાટકમાં જાવેરે–હાય
કુળનીતીનો મારગ છોડયો
પ્રભુ સાથે સબંધ તોડયો
કુડા કૃતોમાં જીવ જોડયોરે–હાય
એક બીજાનુ ભુંડુ તાકે
ઉંડો ખાર અંતરમાં રાખે
ઘાટ આવેતો મારી નાખેરે–હાય
અસલ રીવાજો ઉંચા મુકાયા
નવા ફેસનની લાગી છે માયા
હીંદુ ભાઇઓ ગોરામા ગણાયારે–હાય
ઘણો ઘણો અન્યાય ચલાયો
નથી દેખાતો સતનો પાયો
દાસ વીઠલે જમાનો ગાયોરે–હાય

## નળ દયમંતીની કવીતાનો—રાગ.

### હરીગીત છંદ.

# જર વીષે.

જર થકી નર ઘર તજે
    વીદેશ ચાલી જાયછે
જર માટે જુદ્ધ કરી
    બહુ જણ કપાયછે
જર હશે ત્યાં માન મોટુ
    નથી ત્યાં ક માનછે
જર વીનાનો નર તે તો
    પસુની સમાન છે
જર બોલાવે જુઠ મુખે
    વાલામાં વેર થાયછે
સગાનો સંબંધ તોડે
    જબરો જર કહેવાયછે
જર જોડે પ્રીત પલમાં
    મોટાને મળાય છે
જોગી જતી સંત મોટા
    સરવે જરને ચહાયછે
જર માટે ભાર મોટો

શીશ પર સો લહે
ઉચ જાતી હોય પોતે
નીચને કાકા કહે
જર થકી જારી રમે છે
લાજ મુકીને અરે
અનેક એવાં કૃત કુઠાં
જર થકીં બહુ કરે
આળસ નાવે અંગમાં
જરી જરના પરતાપથી
દુખ દાખે નહી દીલમાં
તે જર કેરા તાપથી
જર ભાંગે ઘર બીજાનુ
નવ જુવે તે ન્યાયને
જર પાસે હોય ઝાઝો
વશ કરે તે રાયને
પાપ ને પરપંચ કરે
સરવે જરની લાયથી
ખારને વીખવાદ કરે
તે પણ જરની આયથી
કુટુંબમાં કલેશ કરે
ભુંડુ બોલે ભાઇને

ચોરી ચાઠી ઉકલેતે
જર કેરી લાયને
જર થકી અનેક કામો
સારાં ખોટાં થાયછે
વીઠલ કહે જર હોયતો
અનેક ચીંતા જાયછે

## મામા સો એનો મીજાજ—એરાગ



જીવડા સરવે જુઠુ જાણ્ય જગમાં શુ રહ્યો લોભાઇ—ટેક
શુ રહ્યો લોભાઇ માયા કોઇ સંગ નવ જાય
જીવડા સરવે જુઠુ જાણ્ય જગમાં શુ રહ્યો લોભાઇ
દીવામાંથી દીવેલ ખુટયુ બત્તી બુઝઇ ગઇ
કોડીઆ રૂપી કાયા આતો પાછળથી પસ્તાઇ—જીવડા
કામ કરોધી આવે જયારે નહી જુવે વીચાર
જબરા જોદ્ધા ઝડપી ખાધા જેમ ખાવે તરકારી—જીવડા
અસાર દીઠો આ જગતમા સાર કશો નવ ભાઇ
સંસારકી કરીશે ખોજના હે આ દીલકી માંહી—જીવડા
હરી નામથી હેત કરીલે સાથે આવે તારી
સગાં સહોદર છેટે રહેશે તે મતલબનાં ચાર—જીવડા
બાજીગરની બહુ હુશીયારી ચાલાકી ચલાઇ

એક ઘડીમાં બાગ બનાયો આંબે કેરી આઈ–જીવડા
સ્વપ્ના રૂપી મીથ્યા માયા મનમાં દેખ વીચારી
એ માયાને કોઇ નવ જીત્યા બહુ જણ ગયા છે હારી-જીવડા
મોટા મોટા મહા મસ્તાની જોગી જટા ધારી
એવા નર એનામાં મોહ્યા તુ કોણ બીચારી–જીવડા
એવી માયા બહુ રૂપાળી જોતાં લાગે પ્યારી
અંતે જાણો નીર ઝાંઝવા તરસ્યા ના બુઝે તારી–જીવડા
સરવે ફંદા છોડો બંદા ધણી નામ લે ધારી
માન કહ્યું તુ મનવા મેરા સીખામણ દઉ સારી–જીવડા
કયા લોભાયા દેખી માયા સંગે નાવે તારી
પ્રાણ હશે પડે જયાં સુધી સગુ થાય સંસારી–જીવડા
એવું સમજી અલબેલાને અંતર લે ઉતારી
વીઠલ કહે વિપત વખતે સાહ્ય કરે મોરારી–જીવડા



# માતાજીની આરતી

આદીત ઉમીયા માત થઇ પ્રગટી
　　મા ઉમીયા થઇ પ્રગટી
ભીલડી રૂપે ભોળવ્યા
ભીલઠી રૂપે ભોળવ્યા—ભોળા સંભુને
જયો જયો મા જગત જનુની
સોમે સીતા રૂપ તેં લીધુ
　　મા સોમે સીતા રૂપ
રાવણુ રણુમાં રોળ્યો
રાવણુ રણુમાં રોળ્યો
　　લંકા ગઢનો ભુપ-જયો જયો
મંગળ કંકળ રૂપ કાળીનુ કીધુ
　　મા કાળીનુ કીંધુ
મધુ કૈતપને માર્યો
મધુ કૈતપને માર્યો
　　રૂધીર તે પીધુ-જયો જયો
બુધે બાળારૂપ બહુચરી તુ કાવે
　　મા બહુચરા તુ કાવે
પઠછા પુરી પુરમાં
પઠછા પુરી પુરમાં

ચુંવાળ થઇ ચાવી—જયો જયો
ગુરૂવારે ગુર્જર દેશમાં જાણી
મા ગુર્જરમાં જાણી
આસન આરા સુરમાં
આસન આરા સુરમાં
નવ ખંડની રાણી—જયો જયો
શુક્રે સમર્યાં માત સાગરની માંહી
મા સાગરની માંહી
બુડતાં વહાણુને તાર્યાં
બુડતાં વહાણુને તાર્યાં
આવીને ત્યાંહી—જયો જયો
શનીએ શકિત માત સરવેમાં વ્યાપી
મા સરવેમાં વ્યાપી
ભકતોના ભય ટાળ્યા
ભકતોના ભય ટાળ્યા
અસુરને કાપી—જયો જયો
અંબા પુરજો આશ અંતરની
મા અંબા પુરજો આશ
દોષ ન જોશો મારો
દોષ ન જોશો મારો
ગુણુ ગાવે વીઠલદાસ—જયો જયો

# શ્રી તુળજા માતાનો ગરબો

## ઓ રાણાજી રામની સંગાથે રાડ ના કીજીએ—એ રાગ

ધન તુળજા મા ઊમરેઠમાં આવીને મોઢવાડે વસ્યાં-ટેક
માના દર્શન કરતાં દુખ જાશે પડેલા સંકટ દુર થાશે
જે તુળજા માના ગુણ ગાશે ધન તુળજા માત ૧
મા મંડપ રચના બહુ સારી તુજ મુખ ઉપર જાવુ વારી
માની નોબત વાગે નીત ન્યારી ધન તુળજા માત ૨
આવે દીન નવરાત્રી કેરા સોળે સણગાર માએ પેર્યા
ઘંટ નાદ ત્યાં થાય ઘેરા ધન તુળજા માત ૩
મા નવદીન સોભા નવ રંગી સરવે સેવક છે ઉમંગી
ત્યાં મળે મેદની બહુ જંગી ધન તુળજા માત ૪
મા દુધ કઢેલાં આવે છે સો પ્યાલા ભરી ભરી પાવે છે
સઉ ગાજી ગરબો ગાવે છે ધન તુળજા માત ૫
મા પાયે તો ઝાંઝર ઝમકે તુજ લલાટે ટીલડી ટપકે
મા રૂપ જાણે વીજળી ચમકે ધન તુળજા માત ૬
મા જરીયનની ચુંદડી પેરી ચોળી રંગે દીસે ઘેરી
મા ચરણીએ ઝુલ ચોફેરી ધન તુળજા માત ૭
મા નીરમળ નથની નંગ જડી મા મુખ કર્યું છે પુર્વ ભણી
મા તુળજા બેઠાં વાઘ ચઢી ધન તુળજા માત ૮
મા અમુલ્ય હાર કંઠે ઝળકે કાને કુંડળ રૂડાં લળકે

મા કર મધે ચુડી ખળકે ધન તુળજા માત ૯
મા શીરે પર મુગટ શોભે છે દર્શન કરવા મન લોભે છે
મા ઉડતાં પંખી થોભે છે ધન તુળજા માત ૧૦
મા જબરા જોદ્ધા અંકારી પલમાં નાખ્યા છે સંહારી
ત્રીશુળ માએ કરમાં ધારી ધન તુળજા માત ૧૧
આ જગત માંહી તુજને જાણી પકડી દઇતો કચર્યો ઘાણી
તુ નવે ખંડની મા રાણી ધન તુળજા માત ૧૨
જે આવીને પાયે લાગે સંકટ તેનુ સરવે કાપે
પોતાનો કરીને તુ રાખે ધન તુળજા માત ૧૩
મા ઘેલો ગાંડો છુ તારો અવગુણ ના જોશો કંઇ મારો
આ ભવસાગર પાર ઉતારો ધન તુળજા માત ૧૪
મા અક્કલહીણો અપરાધી મુજ કૃત તણી માગુ માફી
મા શરણુ લે સંકટ કાપી ધન તુળજા માત ૧૫
મા જાત લુહારની છે મારી ચરણે આવ્યો લે ઉગારી
દાસ વીઠલ કહે છે પોકારી ધન તુળજા માત ૧૬

છપ્પો ૧ લો

જાતી ભુંડો જે બીજાનુ ભુંડુ તાકે
જાતી ભુંડો જે જરૂર ખાડામાં નાખે
જાતી ભુંડો જે વેર વાલાંની સંગે
જાતી ભુંડો જે રહે નવ કદી ઉમંગે
ભુંડો તે ભુંડુ કરે નીંદે આખી નાતને
વીઠલ વાણી યું કહે છોડો એના સાથને

છપ્પો ૨ જો

જાતી ભુંડા જે પુન્યથી પઠદે રહેતો
જાતી ભુંડા જે દામ દીકરીનાં લેતો
જાતી ભુંડા જે સામાને સારે દાઝે
જાતી ભુંડા જે જુઠથી જરા ના લાજે
જાતી ભુંડા જે નાં ગણે પુન્ય કે પાપને
વીઠલ વાણી યું કહે દુખ આપે માબાપને

છપ્પા ૩ જો

જાતી ભુંડા જે ભુંઠા સહુને દેખે
જાતી ભુંડા જે પ્રભુની બીક ના રાખે
જાતી ભુંડા જે સંપ સગાથી તોડે
જાતી ભુંડા જે પ્રીત ભુંડાથી જોડે
ભુંડા તે ભુંડુ કરે પકડે નહી સારા મુળને
વીઠલ વાણીં યું કહે કલંક ચઢાવે કુળને

છપ્પા ૪ થો

નથી પૈસાને માન પ્રભુને ત્યાં જરીએ
નથી મળતુ માન આછાં વસ્ત્ર ધરીએ
નથી મળતું માન ઘોઠા ગાઢી ચઢેથી
નથી મળતુ માન દેશોદેશ ફરેથી
જુઠુ માન એ જગતનુ પ્રભુને ત્યાં મળશે નહી
વીઠલ કહે વેઠ નકામી ભાર ઉપાડી ફરવુ સહી

છપ્પા ૫ મો

નથી મળતુ માન જોરાવર સંગે લડતાં
નથી મળતુ માન આતમઘાતજ કરતાં
નથી મળતુ માન વડા વેપાર કરેથી
નથી મળતુ માન આભુષણ અંગ ધરેથી
ગર્વ ધરીને જે ધણી માન મેળવે આ જગત મહી
વીઠલ કહે વીચારજો પ્રભુને ત્યાં લેખામાં નહી

છપ્પા ૬ ઠો

નથી મળતુ માન મોટા હોદ્દે ચઢતાં
નથી મળતુ માન મુછો મરડીને ફરતાં
નથી મળતુ માન વીદ્યા ભણતાં ઝાઝી
નથી મળતુ માન બહુ બોલે ગાજી
અવીચળ માન તે જાણવુ ઘેલો ગાંડો થઇ ફરે
વીઠલ કહે બહુ વાલથી હરી નામ રૂદીયે ધરે

**ભાષણ**:–ભાઇઓ! નીચે જે જે પૈકી દુઃખો લખેલાં છે તે દુઃખો જગતના વહેવારમાં રહેનાર ભાઇઓનેજ માનવાના છે પરંતુ સંત પુરૂષોને તે પૈકી દરખ શોક બીલકુલ થતોજ નથી.

છપ્પા ૭ મો

મહા મોટુ જે દુઃખ ઘરનો કેળી મરતાં
મહા મોટુ જે દુખ નાર જઇ જારી રમતાં
મહા મોટુ જે દુખ દેશ મુકીને જાવુ
મહા મોટુ જે દુખ ભીખ માગીને ખાવુ

અનેક દુખ એવાં કહ્યાં મોટુ દુખ કહીએ કથી
વીઠલ કહે વીચારજો દેવા સમાન દુખજ નથી

છપ્પા ૮ મો

મહા મોટુ જે દુખ નોકરી નીચની કરવી
મહા મોટુ જે દુખ પરાઇ ધાકજ ધરવી
મહા મોટુ જે દુખ ઘરમાં સ્ત્રીનુ ચાલે
મહા મોટુ જે દુખ બજારે કોઇ ના આલે
સરવે દુખો સેવીએ મોટુ દુખ સુણજો સહી
વીઠલ કહે વીપત્ત ભારે રોગ પ્રગટે કાયા મહી

છપ્પો ૯ મો.

મહા મોટુ જે દુખ નામર્દ કહેવાયે
મહા મોટુ જે દુખ વહાલા વેરી થાયે
મહા મોટુ જે દુખ વાંઝીયો કહે સૌ જેને
મહા મોટુ જે દુખ બાળક બહુ હોય તેને
મોટુ દુખ એ માનજો પેસા વગર નર જે હશે
વીઠલ કહે પૈસા મળે તો સરવે સુખ સહેજે થશે

છપ્પા ૧૦ મો

નથી ભગતોને ભય હરીજન દુનીયા કેરો
નથી ભગતોને ભય વેરી મળે હજારો
નથી ભગતોને ભય નીંદા ભલે સહુ કરશે
નથી ભગતોને ભય અંતે હરીજન તરશે

અનેક ભય લાગે નહી શાણા હરીજન જે હશે
વીઠલ કહે વીચારજો નીંદા કરનારા નરકે જશે

## દુખીનાં દુખ ટાળવા વિષે દેશી બંધુઓને વીનંતી

રાગ ગઝલ

ચેતોને ચીતમાં તમે વીનંતી કરીએ અમે
તમારાં દીલ જો ગમે દુખીના દુખ ટાળોને
ઘણા અનના દુખી જાયે નીજ દેશને મુકી
ભીખે છે લાજને મુકી—દુખીના
બહુ વેડે સંતાપો તેવાના દુખને કાપો
અરે કંઇ આશરો આપો—દુખીના
ઘણા ગુજરાતના વાસી જાયે દુર દેશમા નાશી
અતીસે દુખથી ત્રાસી—દુખીના
જોશો નહી કરણી તેની થાઓને દુખના બેલી
વીનંતી આ કહી છેલી—દુખીના
ગાયો જે પુજવા જેવી વલે થાય વાંદરે કેવી
વીનંતી ઉરમાં લેવી—દુખીના
તરશે તલસે ગાયો કળીયુગ કારમો આયો
છુપઇ ગયો સતનો પાયો—દુખીના
તમારી લક્ષ્મી જેહી જાણી નવ કોઇને ભાઇ
વાપરો પુન્યની માંહી—દુખીના
તમારા પંઠને પાળ્યો વૃથા જન્મને ગાળ્યો

ખરો જે માર્ગ ના ભાળ્યો–દુખીના
જુલમ થાય છે ઝાઝો દયાળુ દીલમા દાઝો
બેશી ઘેર શું ગાઝો–દુખીના
આવે શા કામમા નાણું જશે આ વાપરો નાણું
ભરોને પુન્યના ભાણું–દુખીના
ચડવુ પુન્યને પગલે જાયે જીવ આ ભલે
વખત આવો નહી મળે–દુખીના
પરમારથ કામ છે એવુ જમીનમા નાખવા જેવું
જરાનુ ખુબ તે લેવુ–દુખીના
વખત જાયગા એબી વીચારો મનમાં તેબી
પ્રભુની કુદરતી ગેબી–દુખીના
તસ્દી માફ આ કરજો વાંચી કામ આદરજો
વીઠલની વીનતી ધરજો–દુખીના

## દીકરીના દામ ન લેવા વીષે

### રાગ ગઝલ

દીકરીને દામને સાટે વેચે છે પેટને માટે
હજારો ગાઉને છેટે જમાનો જુલમી આયો–ટેક
જુવે વૃદ્ધ જમાઇ મળે દામ ત્યાં ભાઇ
પછી ત્યાં કરે સગાઇ–જમાનો
ત્રેચાવે ઘર સામાના પોતાના ભરવા ભાણું

ગણી લે રોકડા નાણું–જમાનો
બીચારા પરણવા ગયા વેચીને બાવા તો થયા
સસરાને કંઇ ના દયા–જમાનો
બાળા જાય સાસરીએ દેખે કંઇના ત્યાંએ
નીસાસે મનની માંહે–જમાનો
મરજો માત ને પીતા ચોળાવી મને ભભુતા
જુલમ જબરા કીધા–જમાનો
સ્વારથ તેમનો તાકી કુવામાં મુજને નાખી
પ્રભુ તુ કેમ રહે સાંખી–જમાનો
બીચારી ખાઇ શું જઇ વીચારો મનમાં ભઇ
મળેના ઘરમાં કંઇ–જમાનો
સોધ્યું વેર તો એનુ જમાઇ પુત્રી એનુ
લીધુ આ કયારનુ લેણું–જમાનો
ઘંટી પારકી તાણી ભરે છે લોકનુ પાણી
ગુજારે દીન બીચારી–જમાનો
વળી વૃદ્ધો સાથ પરણાવે થોડા દીને રંડાવે
ઉમર એળે ગુમાવે–જમાનો
બીચારી બાળ રંડાવી દયા દીલ ના આવી
બળી એ સાયબી ખાવી–જમાનો
તમે બાપ નહી એના ખરા શત્રુ છો એના
કરો વીચાર તો ઝેણાં–જમાનો

ગુણી દેશ ગુજરાતે પાટણ વાડો પ્રખ્યાતે
છું હુ લવારની જાતે જમાનો
દીકરીના દામ જે લે છે ઘણાં તે દુખમાં રહે છે
વીઠલ વીનતી કહે છે જમાનો.



## સાત વાર

સખી આદીતે અવતાર આવ્યો રે તેંતો ખોટીરીતે ગુમાવ્યો રે
કદી સતસંગના પાયો  પ્રભુ સાથે પ્રીત જરા ના કીધી રે
સખી સોમે શુ રહ્યો છે માલીરે તારૂ ખોળીઉં પડ્યુ રહેશે ખાલીરે
તને જમઠા લઇ જાશે ઝાલી, પ્રભુ
સખી મંગળે કંકળ દેહી કીધીરે સગા સર્વો મળી અગ્ની દીધીરે
ટાળ્યાં નહી ટળે લખ્યા વીધી, પ્રભુ
સખી બુધે તો સુધ ગઇ તારીરે મન માન્ય કહુ છુ પોકારી રે
અંતે શી ગત થાશે તારી, પ્રભુ
સખી ગુરૂએ ગુણ ગાઓ રે હરી ભજનનો લ્યો લાવો રે
પછી અવસર નહી મળે આવો રે, પ્રભુ
શુકરવારે સરવાળો થશેરે જમે ઉધાર માંહે લખાશે રે
આખર જતાં દેવાળુ કુકાશે, પ્રભુ
શનીવારે સીતા જેવાં સતી રે જેને માથે રામ જેવા પતી રે
કેવી થઇતી તેમની ગતી, પ્રભુ
એવુ સમજી દુખ નવ ધરીએરે સદા મોજ મઝામાં ફરીએરે

પ્રભુ નામ તે અંતર ધરીએ, પ્રભુ
ઝાઝા પ્રેમે વાંચો નરનારી રે મુખ થકી જપોને મોરારી રે
દાસ વીઠલની વાણી સ્વીકારી, પ્રભુ

## શ્રી રણછોડજીનો છંદ

### ચાર ભાઈકી જોડી શેર દીલ્લી છોડી-એરાગ

રૂડું ઠાકોર ગામ, રણછોડરાયનો મુકામ
ગામકી વસ્તી સારી દેવળકી સોભા ન્યારી
મેળા બીજકા થાવે બહુ લોક દર્શન જાવે
રૂડો ગોમતીકો ઘાટ બડો નાહવાકો ઠાઠ
નીરમળ નીર તો ભર્યો નાહી તીલક કર્યો
આવ્યા દેવળકી માંય શોભા કહી નવ જાય
ઘંટ રૂડા ગાજે નોબત ન્યારી વાજે
હાંઠી તકતા લળકે કાચ બીલોરી ઝળકે
પ્રભુકી મુરતી ન્યારી મુખ પર જાવુ વારી
મુખે બાંસી બાજે શીર પર મુગટ છાજે
કાને કુંડળ લળકે દાઢી હીરો ઝળકે
સોભાનો પાર નાવે કહેતાં થાકી જાવે
આવઠી એટલી કહી બીજી બાકી રહી
એક અરજી મારી દેજે ભકિત તારી

મહેર કરજે લાલા ગામ ઠાકોરવાલા
ગુણ તારાં ગાઉ છુ ગામ કારોડે રહુ છુ
જાત લવારની કાવે ચરણે શીશ નમાવે
વીઠલ નામ છે મારૂ સરણુ એક છે તારૂ

## રાજીયો

### રાગ પડજીયાનો.

જોને જાગી તુ જીવડારે, કરી લેને વીચાર
શુરે ભાળીને છાકી રહ્યો, માથે ફરેછે કાળ
ભાવે ભજો સીતા રામને–ટેક.
મારૂ મારૂ કરી મેળવ્યુંરે, દગલ બાજીથી ધંન
કોડી નાવે તારા કામમાં, ખરૂ માનજે વચનં ભાવે ભજો.
કેવા કરારે તુ આવીયોરે, કેવા બાંધ્યાતા બંધ
એતો વાતો ગયો વીસરી, આ શુ મોઠયાછે ફંદ ભાવે ભજો.
માયા દેખીને મોહી રહ્યોરે, ભુલી ગયો તુ રામ
ખરૂ નાણુ તે ખોટુ કર્યું, વાહાલો લાગ્યોછે દામ ભાવે ભજો.
રૂપ જોઇ રંભા તણુરે, મોહયુ તેનાથીમન
નામ જપે નીત નારનુ, જાણે ખરૂ એ ધંન ભાવે ભજો.
માંદા પડી મરવા સુતારે, નારી કરે વીચાર
ક્યારેતો મરશે આ રઠયો, હાથે લાગેછે ભાર ભાવે ભજો.
તમે ગયા સમસાનમાંરે, લાગ્યુ નારીને ઠીક
સારૂ થયુતે સાલ ગયુ, હવે નથી કોઇની બીક ભાવે ભજો.

ખોટી નારી ખોટા દીકરારે, ખોટી બંધવની બેલ
તેમાં નથી કંઇ તાયરૂ, આ છે બાજીના ખેલ ભાવે ભજો.
ગાજે ગગનમાં મેડીયોરે, રૂઠા કરતા રંગ
એવા નર ઉપડીગયા, પડ્યા રહ્યા પલંગ ભાવે ભજો.
હજારો હાથી ઝુલતારે, નહી નોંકરનો પાર
મારી મારીને માર કર્યા, પડી પુંઠે પોકાર ભાવે ભજો.
માંધા મસાલે કાયા કેળવીરે, ઝાઝુ કરતો જતન
એક દીન હોમાશે તે આગમાં, રૂડુ મનુષ્યા રતન ભાવે ભજો
કાયા બનાવી કાચનીરે, નહી નદ્દાતે વાર
સાંધો લાગે નહી તે તણો, ઉપાય કરે હજાર ભાવે ભજો.
જાવુ તેતો જરૂર છેરે, નથી રહેવાનુ કોઈ
ઉંઘી રહેશુ આળસમાં, મંન જાગી તુ જોય ભાવે ભજો.
આછાં વસ્ત્ર તુ ઓઢતોરે, રૂઠા કરતા તો રંગ
મુછો મરડીને માલતો, પર દારાની સંગ ભાવે ભજો.
થોર ઘાલેલાં નીસરે રે, નથી ખોટુ જરાય
બીજ વાવે બાવળ તણુ, આંબો કયાંથી તે થાય ભાવે ભજો
મુકી દે મોહ સંસારનોરે, કુડ કપટને છોડ
અંત સમે આડુ આવશે, પ્રીત પ્રભુથી જોડ ભાવે ભજો
દાસ વીઠલ વીનતી કરે રે, પ્રભુ તમારો બાળ
ભુલો પડયો ભવજાળમાં, નાથ લેજો સંભાળ ભાવે ભજો

સમાપ્ત

## અગાઉથી ગ્રાહક થનાર ગ્રહસ્થોનાં નામ.

### ગામ ઊમરેઠ.

| | |
|---|---|
| પંચાલ. ત્રીભોવનદાસ શંકરલાલ ચવેલી. | ૧૫૧ |
| પા. જેઠાલાલ મથુરદાસ | ૨૦ |
| જોસી. અમરતલાલ ગણપતરામ | ૧૨ |
| પા. મથુરભાઈ શંકરલાલ | ૧૦ |
| જોસી. શંકરલાલ ભવાનીશંકર | ૫ |
| ભગત. પુનમચંદ નારણદાસ | ૫ |
| વ્યાસ. અંબાલાલ ગોર્વધનરામ | ૨ |
| પગી. સોમાભાઈ લાલદાસ | ૨ |
| સેલત. કંચનલાલ કેસરલાલ | ૨ |
| ભાવસાર સોમભાઈ લલુભાઈ | ૧ |
| ભાવસાર. મનસુખરામ પરસોતમ | ૧ |
| શા. ચુનીલાલ મંગળદાસ | ૧ |
| શા. ચુનીલાલ મોતીલાલ | ૧ |
| શા. નરોતમદાસ નાથાભાઈ | ૧ |
| શા. મંગળદાસ મનસુખભાઈ | ૧ |
| શા. મનસુખભાઈ મુલજીભાઈ | ૧ |
| પા. ચતુરભાઈ જુલાભાઈ | ૧ |
| પા. છોટાલાલ સોમાભાઈ | ૧ |
| પા. શંકરલાલ બાબરદાસ | ૧ |

| | |
|---|---|
| પા. વનમાળીદાસ તળસીભાઈ | ૧ |
| પા. સોમાભાઈ વલ્લવભાઈ | ૧ |
| પા. સોમાભાઈ રામાભાઈ | ૧ |
| સોની. પોપટલાલ મોહનલાલ | ૧ |
| સોની. ગોરધન મુલજીભાઈ | ૧ |
| સોની. મણીલાલ મનસુખરામ | ૧ |
| પંડયા. ચુનીલાલ મોહનલાલ | ૧ |
| પંડયા. મંગુલાલ સોમેશ્વર | ૧ |
| સેલત. અમરતલાલ કેશવલાલ | ૧ |
| ઠાકુર. શંકરલાલ હીમતલાલ | ૧ |
| સેલત. જયંતીલાલ જશવંતરાય | ૧ |
| ભટ. મુલજીભાઈ મંછારામ | ૧ |
| તરવાડી. ચીમનલાલ છગનલાલ | ૧ |
| બોરા. શંકરલાલ નારણદાસ | ૧ |
| દવે. સોમેશ્વર મણીલાલ | ૧ |
| વ્યાસ. સોમેશ્વર ગણપતરામ | ૧ |
| વ્યાસ. બાપુલાલ હરજીવન | ૧ |
| તલાટી. ડાહ્યાભાઈ નાથાભાઈ | ૧ |
| સુથાર મીસ્ત્રી ગીરધરલાલ દામોદર | ૧ |
| સુથાર મીસ્ત્રી નારણદાસ નરસીહરામ | ૧ |
| લુવાર અંબાલાલ બોધાભાઈ | ૧ |

| | |
|---|---|
| સુવાર. નાનાલાલ મથુરદાસ | ૧ |
| દરજી. રતનલાલ ભીખાભાઇ | ૧ |
| દરજી. ત્રીભોવનદાસ જમનાદાસ | ૧ |
| વાળંદ. સોમાભાઇ નાંનાભાઇ | ૧ |
| રાંણા. મંગુભાઇ રણછોડભાઇ | ૧ |
| રાંણા. સોમેશ્વર ગોર્વાદરામ | ૧ |
| કાછીઆ. મગનલાલ બેચરભાઇ | ૧ |
| પઠાંણ. જમુખાં બડેખાં | ૧ |
| બાવા. હીરાલાલ દેવીદાસ | ૧ |
| પાટનવાડીઆ. સોમા જીભાઇ | ૧ |
| રાવળ. શંકર નરસીહભાઇ | ૧ |

ગામ ચાણસ્મા

| | |
|---|---|
| મેરઇ વલભરામ છગનલાલ | ૨૦ |
| પંચાલ વીરચંદ દેવછંદ | ૧૦ |
| પંચાલ હરીલાલ અમીચંદ | ૨૦ |
| પંચાલ મંછારામ શીવરામ | ૨૦ |
| પંચાલ મુળચંદ મગન | ૧ |
| ખત્રી મણીલાલ નરોતમદાસ | ૧ |
| પંચાલ. મોહનલાલ માનચંદ | ૫ |
| પંચાલ. નારણદાસ બેચરભાઇ | ૫ |

ગામ કારોઠા

| | |
|---|---|
| બાવા ડુંગરભારથીજી પ્રેમભારથીજી | ૧૦ |
| બારોટ ગોબરસંગ માવસંગ | ૧ |
| બારોટ ગોવાજી ત્રીભોવનજી | ૧ |
| બારોટ હરગોવન હાથીભાઈ | ૧ |
| બારોટ ભટાભાઈ મહોતસંગ | ૧ |
| બારોટ રતનલાલ પરસોતમ | ૧ |
| ઠા. સુરાજી સવધાનજી | ૧ |
| ઠા. રવાજી ગોકળજી | ૧ |
| ઠા. રાધુજી જાંમાજી | ૧ |
| ઠા. મોતીજી ભેમાજી | ૧ |
| કુભાર. જેઈતાભાઈ હીરાભાઈ | ૧ |
| કુભાર. શીવરામ જેઠાભાઈ | ૧ |

ગામ ઊંઝા.

| | |
|---|---|
| પંચાલ. વૈદ્ય. છી. પ્રાણસં ઉંઝીઆ | ૧૦ |
| ઘાંચી. માધવલાલ પાંનાચંદ | ૧ |

ગામ લાડોલ

| | |
|---|---|
| પંચાલ. વીઠલદાસ પુંજીરામ | ૧૦ |

ગામ મેરવાડા.

| | |
|---|---|
| પંચાલ. શીવરામ સાંકળચંદ | ૧૦ |
| ગામ રાંધેજા પંડયા. મણીલાલ કૃષ્નાથ | ૧૦ |

ગામ ધારપુર  પંચાલ મોહનલાલ મોતીરામ ૧૦

પંચાલ મગનલાલ મોતીરામ ૧

ગામ નાગલપુર.

પંચાલ. અંબારામ બેચરદાસ ૧૦

પંચાલ. જોઇતારામ બેચરદાસ ૧

ગામ જસલપુર.

પા. માધવલાલ આતમરામ મુખી ૨૦

ગામ લાલપુર

બારોટ. અમથાલાલ ત્રીભોવનજી ૧૦

ગામ બ્રાહ્મણવાડા

પંચાલ હરગોવીંદ દયારામ ૨૦

ગામ મંડાલી

પંચાલ અંબારામ ભગવાનદાસ ૫

ગામ અંબારી

પંચાલ રાયચંદ વીરચંદ ૨

પંચાલ ઇશ્વરદાસ નાથારામ ૧

પંચાલ હેમચંદ જોઇતારામ ૧

ગામ પાટણ

પંચાલ ગીધાલાલ હીરાચંદ ૧૦

પંચાલ કાળીદાસ માધવજી ૧૦

ગામ બ્રોલ

પંચાલ કેસવલાલ ઉમેદરામ ૧

પંચાલ ત્રીભોવન હરીલાલ ૧

ગામ ખારા

પંચાલ ત્રીભોવન છગનલાલ ૧

ગામ માણુસા

પંચાલ જેચંદ અમથારામ ૧

ગામ માલોસણુ

બારોટ નાથાલાલ રણછોડભાઇ ૫

ગામ વડાવળી

સોની ગોપાળદાસ રણછોડભાઇ ૫

ગામ નારાસુ

પંચાલ મોહનલાલ ખુશાલ ૫

ગામ ડાસરા

પંચાલ. મોતીલાલ સોમાભાઇ ૧

ગામ રૂણુજ

શર્મા. મગનલાલ લલ્લુભાઇ ૧

ગામ કુંચાલ

પંચાલ. ભુદર પાનાચંદ ૧

ગામ મોટપ

પંચાલ. નાથાલાલ ડુંગરશી ૧૦